મુંબઈ ઇલાકાની ગુજરાતી પ્રાયમરી કન્યાશાળાઓમાં
ઇનામ માટે તથા નામદાર ગાયકવાડ સરકારમાં
ઇનામ તથા લાયબ્રેરી માટે મંજુર.

# બાળગીત.

લખનાર,


ચતુર્ભુજ માણુકેશ્વર ભટ્ટ.
પ્લીડર—અમદાવાદ અને મહીકાંઠા.
મુખ્ય કાર્યભારી સંસ્થાન માણુસા.



પ્રકાશક અને સોલ એજન્ટ
માણેકલાલ ભાઈચંદદાસ પૂજાશાહ.
બુકસેલર, શાહપુર, બહેચરદાસની પોળ.
અમદાવાદ.





સંવત ૧૯૭૮ સને ૧૯૨૨

આવૃત્તિ સાતમી. પ્રત ૨૦૦૦.

અમદાવાદ—ધી ડાયમંડ જ્યુબિલિ પ્રિન્ટિંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.


કિમ્મત ૧॥ આનો.

" I have always believed, and acted up to the belief, that the greatness of a nation, depends, upon the education of the individuals, that compose the nation, and secondly, that the return for the money, laid out on education, is more then a underd-foid greater, than the outlay of the same capital, upon any other work."

*Extract from a speech of His Highness the late Maharaja Shri Keshrisingji of Idar.*
*( Bombay Gazette, 11-1-1900. )*

"અમુક પ્રજાનો ઉદય અગર મ્હોટાઈ તે પ્રજામાંનાં કેટલાં :એ કેળવણી લીધેલી છે તેના ઉપર છે; અને કોઈ પણ છળ કંઈ થાપણુ રોકવામાં આવે તે કરતાં કેળવણી પછવાડે ...માં આવેલી થાપણુનો બદલો સો ગણો વધારે મળી શકે છે...આ મ્હારી મૂળથીજ માન્યતા છે, અને તે માન્યતાને મ્હેં અમલમાં મૂકેલી છે.

શ્રી ઈડર મેકનાટન હાઈસ્કૂલનો પાયો નાંખતી વખતે ઈડરના મર્હુમ મહારાજાધિરાજ શ્રીકેસરીસિંહજી સાહેબે કરેલા ભાષણ માંથી, મુંબઈ ગેઝેટ તા. ૧૧-૧-૧૯૦૦ ઉપરથી ઉતારો.

---

# પ્રસ્તાવના.

---

આ બાળગીતમાં, બાળાઓ સહજથી ઝડપી લે તેવા ગુજરાતમાં ગવાતા સુપ્રસિદ્ધ ગરબાઓના રાગમાં પ્રથમ કેળવણીની આવશ્યક્તા વિષે પછી શિયળવ્રતને લગતા અને પાછળથી ઉંચા ધોરણની બાળાઓ માટે ગરબા મારફતે નીતિશિક્ષણ આપવામાં આવેલું છે. ગુજરાતનાં ઘણાં દેશી રાજ્યોમાં તેમજ જિલ્લાઓની કન્યાશાળાઓમાં ઇનામ તરીકે છૂટથી વ્હેંચાવાને લીધે એની ટૂંક સમયમાં ૭ આવૃત્તિઓ ખપી જવાથી આ સાતમી આવૃત્તિ બ્હાર પાડી છે.

ધુળેટીપર્વ } માણેકલાલ ભાઈચંદદાસ પૂજાશાહ.
અમદાવાદ, શાહાપુર. } બુકસેલર.

# બાળગીત.

૧

ધનાશ્રી.

વિદ્યાધન ભંડાર, જગમાં વિદ્યાધનભંડાર;
દે સુખ અપરંપાર, જગમાં વિદ્યાધનભંડાર.
ખપથી ન ખૂટે, ચોર ન લૂટે,
જેને છે ભય ન લગાર. જગમાં.
માતપિતાની સેવ કરાવે,
સુખી કરે સંસાર. જગમાં.
ઈશ્વર ભજવા પંથ સુઝાડે,
શુદ્ધ કરાવી વિચાર. જગમાં.
પરમારથમાં પ્રીત કરાવે,
જેથી ઉતરીએ પાર. જગમાં.
આ જગમાંહિ સરસ ગુણોની,
વિદ્યા મોટી વખાર. જગમાં.
વિદ્યા વિણુ સરવે જન કેરો,
જાય અફળ અવતાર. જગમાં.

૨

"ગુજરાતની માલણુ આવી રે" એ રાગ.

મને મોકલ ભણુવા માતા રે!
તને કહીશ પછી સુખદાતા રે
માતા! ઘરમાં જે મારૂં કામ રે,
તે તો કરીશ રજામાં તમામ રે;

ઘેર રાખવાની ટેવ છોડ રે,
મને ભણવાના ઝાઝા કોડ રે,
રોજ શીખું જઈ સખિયો પાસ રે;
પરીક્ષક મને કરશે પાસ રે;
માજી, ઘેર રહે દુઃખ થાશે રે,
મારૂં ઈનામ મોટું જાશે રે,
મારી સહીયર ભણી ગીત ગાય રે,
મને શીખવાની ઇચ્છા થાય રે,
રૂડો કેળવણીનો કયારો રે,
જેમાં ઊગે ‘ સુખી જનમારો રે, ’
માત પિતા ! આ ઉરમાં ધારો રે.
નહીં અભણના દુઃખનો આરો રે;
ચાહી સુખ કેરા સ્તંભ ચલાવો રે,
ભાવે બાળકી સરવ ભણાવો રે ! !

૩

“ ગોકુળીએ લઈ ચાલો રે ઓધવરાજ અમને ” એ રાગ

બાળાઓ હરખે ભણાવો,
  સ્વદેશીઓ સાંભળો રે;
ઉર ધરો સુખના ઊઠાવો,
  સ્વદેશીઓ સાંભળો રે;
જ્ઞાતિવરા વરઘોડાનાં મ્હોટાં,
  ખરચોનાં લેખાં ગણાવો; સ્વદેશીઓ૦
લગન સમે તમે શીદ થઈ ઘેલા,
  હંસે બાળક પરણાવો; સ્વદેશીઓ૦

ધર્મના પંથે ભુલા નવ પડશો,
  કીર્તિના સ્તંભ ચણાવો; સ્વદેશીઓ૦
ઇચ્છો ઉદય ગુજરાત તણો તો,
  ભાવે સુતાને ભણાવો. સ્વદેશીઓ૦
શાળા બાળાઓ માટે સ્થાપવામાં,
  ઔદાર્ય અધિક જણાવો; સ્વદેશીઓ૦

૪

રાગ વ્હાણેલાંનો.

જાગો ! જાગો રે ! મ્હારી ગુર્જરી વ્હેનો કે
  વ્હાણેલાં ભલાં વાયાં રે.
પૂર્વ દિશાએ ઉગ્યો સૂર્ય મજેનો કે,
  વ્હાણેલાં ભલાં વાયાં રે.
આ ભૂમિ માંહે નિજ દૃષ્ટિ છે નાંખી કે,
  વ્હાણેલાં ભલાં વાયાં રે.
તારાગણુની રે હારો જો પડી ઝાંખી કે !
  વ્હાણેલાં ભલાં વાયાં રે.
વ્હેનો ભજજો રે ભાવથી ભગવાન કે,
  વ્હાણેલાં ભલાં વાયાં રે.
ધરજો ધરજો; રે સરસ્વતીનું ધ્યાન કે,
  વ્હાણેલાં ભલાં વાયાં રે.
તજજો તજજો રે આળસ વ્હેન મારી કે,
  વ્હાણેલાં ભલાં વાયાં રે.
સજજો સજજો રે ઉદ્યમ લાભકારી કે,
  વ્હાણેલાં ભલાં વાયાં રે.

## ૫

( પ્રેમની પ્રેમની પ્રેમની રે )

આવજો આવજો આવજો રે બ્હેનો,
સરવે નિશાળે આવજો;
લાવજો લાવજો લાવજો રે તમે,
પાઠ ઘેરથી શીખી લાવજો.
માતા પિતાની સેવા કરીને,
ગુરુને શિષ નમાવજો રે. બ્હેનો. ૧
સમય રૂડો આ શિશુપણાનો,
રમત મહીં ન ગુમાવજો રે. બ્હેનો. ૨
નાની બ્હેન કે સખી હઠી નવ આવે,
મન તેનું શાંતિથી મનાવજો રે. બ્હેનો. ૩
શીખી નીતિને સમજી શિયળવ્રત;
ગુર્જરી ભૂમિ રૂડી દીપાવજો રે. બ્હેનો. ૪

## ૬

" ગુલાબવાડી ચોરા વચ્ચે રોપી રે. " એ રાગ.

નીત નીત ઉઠીને નિયમિત ભણવા આવે રે,
ભણેલી ભામા નિજ ગૃહ સરસ સુહાવે રે,
નીતિ શીખીને ગુરુને શિષ નમાવે રે,
ગુણીયલ ભામા ગુર્જરી ભૂમિ દીપાવે રે.
અભણપણાથી ગુજરાતે અંધારૂં રે,
તજાવજો અજ્ઞાન, ભણાવી, અમારૂં રે.

જન અંતરમાં જ્ઞાનદીપક વીણુ ગાંડું રે,
ભણેલ વર્તે સૌને સમજી ભાંડું રે.
અસલ આપણી સ્થિતિ મૂકી વિસરાતી રે,
સમજી ભણાવો, તનયા, સહુ ગુજરાતી રે ! !

૭

"રઘુપતિરામ રૂદેમાં રહેજો રે." એ રાગ.

શાણી સખી આજ ભણી કહો શું કરીએ ? રે,
દેશ કાલ સ્થિતિ અનુસરીયે રે,
જીદ જૂની હવે પરહરીએ રે,
નિજ ઉદય ઉદય નીત સ્મરીયે શાણી.
બાળલગ્ને બહુ બહુ બળીયે રે,
રોવા કુટયા થકી તે શું રળીએ રે ?
કહો ઉદય પછી ક્યમ કળીયે ? શાણી.
કરી કરજ વરા જો આદરીયે રે,
મ્હોટી પંક્તિ મહિં જઈ ફરીયે રે,
ક્યમ કરજ દુ.ખે નહીં ડરીયે ? શાણી.
સારી સારી સભાઓને સ્થાપી રે,
દુઃખકારી કુચાલોને કાપી રે;
ઉપદેશ અધિક બધે આપી. શાણી.

૮

"ક્યાં ગયો રે પેલો મોરલીવાળો." એ રાગ.

સાંભળો સખીઓ સઉ મારી,
શિયળ ધરમ ઉર ધરિયે રે;
આ ભવસાગર વિશાળ તેમાં,
શિયળ હોડીથી તરીએ રે;

શિયળવ્રતે નિઃશ્ચલ રહી તેનાં,
નામ સવારે સ્મરીયે રે; સાંભળો૦
પતિ વિણુ અન્ય પુરુષ સૃષ્ટિના,
બંધુ બરાબર ગણીયે રે; સાંભળો૦
વિનયથી વાત સ્ત્રીઓને શોભે,
હાસ્ય કરી નવ હસીયે રે; સાંભળો૦
શિયળવ્રતનું રક્ષણુ કરતાં,
સંકટ સઘળાં સહીએ રે; સાંભળો૦
પતિ પ્રસન્ન સદા રાખ્યામાં,
જિંદગી અર્પણુ કરીએ રે; સાંભળો૦
મળ્યો મનુષ્યાદેહ મજાનો,
શિયળવ્રતથી ઉદ્ધરીએ રે; સાંભળો૦

૯

"આભમાં ઝીણી ઝબુકે વીજળી રે,
ઝીણા ઝીણા ઝરમર વરશે મેઘ રે—ગુલાબી" એ રાગ.

સજની ! વિધ વિધ સાડીયો સાંપડે રે,
પ્હેરવી સાડી શિયળ સુખકાર રે, સુજાણુ સખી.
શિયળ સલુણી સહુ સાચવો રે.
સજની, ભણતર બદામનાં છોડલાં રે,
માંહિ છે વર્તન વિશુદ્ધ તણી મીજ રે, સુજાણુ સખી.
શિયળ સલુણી સહુ સાચવો રે,
સજની, કષ્ટ વેઠી વ્રત છે ઘણાં રે,
આપણું શિર સાટે વ્રત એક રે, સુજાણુ સખી.

શિયળ સલુણી સહુ સાચવો રે,
સજની, શીખવાના ગ્રંથો ઘણા રે,
શીખીયે સતીજીવન ગ્રંથ એક રે, સુજાણ સખી.
શિયળ સલુણી સહુ સાચવો રે,

૧૦

"જાન જનાવરની મળી મેઘાડંબર ગાજે" એ રાગ.

મંગળ ગીત પડતાં મૂકી, ભૂંડી ભાંડ ગવાયે,
મૂખથી ભાષણ અનુચિત કરે, આખી જાન લજાયે;
અમૃત ભોજન છાંડીને, વિષ મૂરખાં જ ખાયે;
અજ્ઞાનીઓ નેતા થયા, કોણ આવે સહાયે ! ?
નારીઓ કે આ જનાવરી, આ શું અન્યાય થાયે !
માતાપિતા ભાઈ સાંભળે ભૂંડું ભામની ગાયે;
ધર્મ દીસે કયા દેશનો જોતાં કંઈ ન જણાયે !
કોઈ દેશે નથી દેખીયું, આમ ભાંડ ગવાયે;

૧૧

ચોપૈયા.

સ્ત્રી કેળવણી એજ દુઃખથી મોક્ષતણું બારૂં !
સ્ત્રી કેળવણી દુઃખ સૌ હરશે આર્યભૂમિ તારૂં !
સ્ત્રી કેળવણી કલ્પવૃક્ષ હું તુજ માટે ધારૂં !
સ્ત્રી કેળવણી વિણ આર્યભૂમિ માંહિ અંધારૂં !
ભલે થજો સૌ રાજનીતિનિપુણ ભણી સારા !
ભલે ભણો સૌ દેશ દેશના વિવિધ ભાત ધારા !
બાળા જો વિદ્વાન બની તો સરવ સુખી થાશે !

## ૧૨

( અચકો મચકો કારેલી ) એ રાગ.

એ કુદરતનો એ ધારો, બ્હેન !
　　　　સ્ત્રીઓ સુધરી તો દેશ સુખી.
ઉરમાં એ નિયમ ઉતારો, બ્હેન !
　　　　સ્ત્રીઓ સુધરી તો દેશ સુખી.
કયમ આર્યભૂમિ દુઃખિયારી ? બ્હેન ! સ્ત્રી.
કયમ પ્રજા શૉરે દુઃખ ભારી ? બ્હેન ! સ્ત્રી.
સ્ત્રી અભણ અને અજ્ઞાની બ્હેન ? સ્ત્રી.
આ વાત નથી કંઈ છાની બ્હેન ? સ્ત્રી.
અજ્ઞાની કલેશ કરે છે બ્હેન ! સ્ત્રી.
શુભ વાત ન કાન ધરે છે બ્હેન ! સ્ત્રી.
ભુંડું કરતાં તે ન ડરે છે બ્હેન ! સ્ત્રી.
વિવાહ સમે દુ.ખ મ્હોટું બ્હેન ! સ્ત્રી.
સ્ત્રી ભાષણ કહાડે ખોટું બ્હેન ! સ્ત્રી.
મા, તાત, ભાઈ સાંભળતાં બ્હેન ! સ્ત્રી.
ધિક ! ધિક ! જે જન ખડખડતાં બ્હેન ! સ્ત્રી.
અબલા છે લાજનો ભારો બ્હેન ! સ્ત્રી.
નીતિશાસ્ત્ર સકળ સંભારો બ્હેન ! સ્ત્રી.
વળી મરણ સમે કુટૉ છાતી બ્હેન ! સ્ત્રી.
નથી સ્ત્રીઓ અરે શરમાતી બ્હેન ! સ્ત્રી.
કયા શાસ્ત્ર માંહે સમજાવ્યું બ્હેન ! સ્ત્રી.
કરે લોક અધર્મો ફાવ્યું બ્હેન ! સ્ત્રી.

આવા કુચાલથી બહુ સહીયે બ્હેન ! સ્ત્રી.
દુઃખ સમજુ આગળ કહીએ બ્હેન ! સ્ત્રી.

૧૩

( દુંદાળા દેવ વિઘ્નહરણ લંબોદર નામ તમારૂં, અથવા
હરિજન થકી છોટા હોય તે સૌથી મોટા થાય ) એ દેશી.

સૌ ધ્યાન ધરી, સુધારકો સુણજો આ અરજ અમારી.
દિલમાં ન ડરી, બજાવજો જે જાણો ફરજ તમારી,
સઉ ભરતખંડમાં વિચરીયે, દિલ્હી કલકત્તે જઈ ફરિયે,
ક્ષણ વિચાર કરવો નવ કરિયે. સૌ ધ્યાન,
ત્યાં મનુષ્યનું મૃત્યુ થાયે, નહિ ભેગાં થઈ કુટવા જાયે,
નહિ નારી કરે 'હાયે'!! 'હાયે'!! સૌ ધ્યાન.
પણ સગા સંબંધી સૌ આવે, બહુ શાસ્ત્રરીતિથી સમજાવે
કહીં કોણમોંકાણ કશી લાવે ?! સૌ ધ્યાન.
સ્ત્રીઓ તો અજ્ઞાનીજ ઠરે,પણ 'ઓ' 'ઓ' પુરુષો શીદ કરે
હશે શોધ્યું વાનરે કિંવા નરે ?! સૌ ધ્યાન.
ધૂળ કોમ શીર કોણે ઘાલી ? મૂળ કોણ વીર આપે ઝાલી ?
ગુજરાત પીયે આ વિષ પ્યાલી. સૌ ધ્યાન.
નથીવેદવિષેકશીવાત કરી,નથીલખ્યું સ્મૃતિમાં ક્યાંયજરી
વળી પુરાણ કહે નથી વાત ખરી. સૌ ધ્યાન.
તરગાળા રમતાં જેમ ફરે, નહિ લાજ શરમથી કાંઈ ડરે.
ગુર્જર બૈરાં શી ભવાઈ કરે ??!
ભીડ જોનારાની ત્યાં થાતી,પણ નારી નથી કાંઈ શરમાતી,
બેશરમી બને કૂટે છાતી ! સૌ ધ્યાન,
અબળા છે લાજતણો ભારો, સહુ નીતિશાસ્ત્રને સંભાળો,

આ કુચાલ કયમ લાગે પ્યારો ? સૌ ધ્યાન.
નર બૈરાં આધિન થઈ બેઠા, વ્યંઢળસમ ખુણે જઈ પેઠા,
સુધરેલ વીરો, આવો હેઠા ! સૌ ધ્યાન.
હાંફણુનો રોગ મહીં ફાવે, કુટનારીને બહુ મુઝાવે,
વૈદક પણ એ રીત સમજાવે. સૌ ધ્યાન.
તન અબળાનું દુર્બળ થાયે, નિર્બળતા સંતતિને જાયે,
જુઓ દુઃખી કર્યું બાળક માયે ! સૌ ધ્યાન.
ભલે હઠ કરી આખો ભવ રોજો, આંખો નિજ રોવાથી ખોજો
(પણ) દમવાળી સ્ત્રીઓને પુછી જોજો. સૌ ધ્યાન.
કહે જંગલીને અજ્ઞાની સહુ, તનમાં ઉપજે વળી રોગ બહુ,
સમજુ આગળ દુઃખ કથા કહું. સૌ ધ્યાન.
આ કુચાલતજતાં નવ ડરજો, **નિંદા તમ કાને નવ ભરજો**
કુટવા રોવાનું દૂર કરજો. સૌ ધ્યાન.

---

## માતપિતાની સેવા વિષે.

### ૧૪

(રામ લક્ષ્મણ વનમાં સિધાવતાં) એ રાગ.

માતા ઉછેરી તેં મને લાડમાં,
સહી કષ્ટ અનેક પ્રકાર, બહુ વાર વાર; નમું માત તાતને ૧

---

૧ નર્મદ, દલપત, (તિલંગ ત્રિવેદી લાલશંકર), મણીલાલ, મલબારી; મહીપતરામ, કાબરાજી, નેત્રાંજન, નવલરામ. ભાંડારકર, રાનાડે, રમણભાઈ. જસ્ટિસ ચંદાવરકર, જસ્ટિસ તૈયબજી, મી. જોષી ગણેશ વાસુદેવ એ રીતે સંસારસુધારો કરતાં નિંદા કાને નવ ધરનારના નામના આદ્યાક્ષરોની આ લીટી બનેલી છે.

માતા ભોજન કરતાં રડી પડું,
ઉઠી મુજને લહે તું હાથ, ભીડી સ્નેહે બાથ. નમું. ૨
માતા શબ્દ ઉચ્ચરતાં ન આવડે.
કર્યા વિધિવિધ તેં તો ઉપાય, શી રીતે ભૂલાય ? નમું. ૩
માતા ચરણ ધરા પર ના ધરૂં,
હવે દોડું વિના આધાર, તેજ તુજ ઉપકાર. નમું. ૪
માતા વય થતાં મૂકી નિશાળમાં,
થયું આજ છે અક્ષરજ્ઞાન, દીધું જ્ઞાનદાન. નમું. ૫
માગું પ્રભુ પાસ પૂરણ પ્રેમથી,
નિશદિન તમ સેવ કરાય, પિતા અને માય. નમું. ૬
રામ લક્ષ્મણે તાત વચન પાળી.
વેઠયો વર્ષો સુધી વનવાસ, સહી ઘણો ત્રાસ. નમું. ૭
ભર દરિયો જુવાનીના જોસમાં,
અવગણના કશી ન કરાય, સેવા પ્રીતે થાય. નમું. ૮

## ૧૫

" હું તો થાળ ભરૂં રે જગમોતીડે. " એ રાગ

આજે મંગળ દિવસ સાહેલડી,
આજે સોનાના સુરજ મ્હારે ઉગીયા
મ્હારા હર્ષ તણો નહિ પાર. આજે.
ભરી કુંકુંમ કેસરના વાટકા,
પૂજું શ્રી પ્રભુ જગદાધાર. આજે.
જાણે મોતીના ચોક મેં પુરાવીયા,
પામી પુરણ પ્રભુનો પ્રસાદ. આજે.

મ્હારા પિતાએ નીતિ વચન આપીયાં,
જાણે કુસુમનો વરસ્યો વરસાદ. આજે.
મ્હારી માતાએ ખોળે બેસાડી અને,
કીધાં વચન સુણ્યાં મેં કાન. આજે.
"બેની સાસરીએ સુખથી સિધાવજે,
નહિ ત્યાં, અહીં જેવું થાશે તોફાન. આજે.
કહ્યું કરવું, ને ફરવું નહિ, જરી,
સૌને બોલવું દઈ સનમાન. આજે.
જાણે નીતિ વિવેક તણી મૂરતિ,
તો તું પામીશ જગમાંહી માન. આજે.
તારા પતિને પ્રભુપદ આપજે,
તેથી થઈશ સુખી તતખેવ. આજે.
નહિ વચન પતિ તણું ઉથાપજે,
બની શિયળવંતી કરજે સેવ. આજે.
તારા તાતનું નામ તું દીપાવજે,
રીઝે જે થકી દયાનીધિ દેવ." આજે.

૧૬

હાલરડાનો રાગ.

આહા ! આર્યભૂમિની અધમ દશા આવી રહી રે,
સકલ શિરોમણિ દેશ કરે દુઃખથી કલ્પાંત;
બંધુ બાળકીઓને ભાવથી સરવ ભણાવજો રે;
વિદ્યા સર્વ શાસ્ત્રમાં સકળ સુખનું બીજ છે કહી રે,
આપે કલ્પલતા સમ યુગ યુગ સઘળાં સુખ. બંધુ૦

ચંદ્ર થકી રજની દીપે, દીપકથી ઘરદ્વાર,
નરનારી વિદ્યા વડે, સકળ શાસ્ત્રનો સાર,
સુશીલા આ સંસારે જન મનનો શણગાર છે રે,
સન્નારીથી સજજનો! સુખકર છે સંસાર. બંધુ૦
રત્નજડિત શણગારને, ઉર એકાવળ હાર,
અંબર જરીથી ઓપતું, ઝાંઝરનો ઝમકાર,
રતિ સમ રૂપ છતાં જો અભણ અને અજ્ઞાન છે રે,
ધિક! ધિક! તે અબળાનો અવનીપર અવતાર. બંધુ૦
કેળવણી વિણુ ભાળિયે, આળસ ઉપર પ્રેમ,
બાળલગ્નબંધન અને દ્વેષ કલેશ ને વ્હેમ,
નિંદા કરતી ભમતી ભાળો, સઘળી નારીઓ રે,
દેખી સજજનનું કયમ દીલ નહીં દુભાય? બંધુ૦
ગ્રંથો નીતિ વિવેકના ભામિનીથી જ ભણાય,
સર્વ સુખોને સાધવા, એક જ દીસે ઉપાય.
કન્યાશાળાની આ નમ્ર વિનતિ ઉર ધારજો રે,
દેજો બાળાઓને નીતિ વિદ્યાનું દાન. બંધુ૦

---

## મન વિષે.

### ૧૭

"અલબેલી તે અંબે માત" એ રાગ.

છે ધન્ય તેહ નર નાર, મન મર્કટ બાંધે,
સ્વપ્ન સમો આ સંસાર, સમજી સુખ સાધે,
કામ ક્રોધ ને લોભ મોહ, તે કહો સુખની હાણુ રે,
સમજી દૂર રહીએ સૌ સજની, એ દુરગુણની ખાણુ. મન૦

ઇંદ્રિયરૂપી ચંચળ ઘોડો, ઉન્માર્ગે જનાર રે,
સારથિ બનવા, કરવા બ્હેની ! ધર્મ સંબંધી વિચાર. મન૦
ધૂવે ચીર નિજ પત્થર ઉપર, ધૂવે સદાય શરીર રે,
પણ મેલું અતીશે નવ દેખો, જન ! મન રૂપી ચીર મન૦
ઉપદેશ તણી જાઓ સરિતા, મન શુદ્ધિ જ્યાં થાય રે,
જનમ જનમનો પાતકરાશિ, પલકે પ્રલયજ થાય. મન૦
દિવસ રાત જંજાળ મહીં ગઈ સુખ પછી કયાંથી પમાયરે,
હીરો જેવો મનુષ્ય જન્મ તે, કોડી બદલે જાય. મન૦

---

## પ્રશ્નોત્તર ગરબો.

### ૧૮

તમે શાનાં માગો છો દાણ રે ગોવાળીઆ, કાના મારગડો મેલોને એ રાગ.

પ્ર—કહો બ્હેની ભણીને તમે શું કરશો ?
ઉ—સારૂં ચલાવીશું ગૃહરાજ્ય.
સાહેલી ભણી ગુણીયલ ગુજરાતને દીપાવીએ.
પ્ર—ગૃહરાજ્ય શું ખોટું ચાલે છે ?
ઉ—એમાં ઝાઝા સુધારાની ખોટ રે સાહેલી ભણી
ગુણીયલ ગુજરાતને દીપાવીએ.
ગ્રંથો નીતિ વિવેકના, ભામીનીથીજ ભણાય,
સર્વ સુખોને સાધવા, એકજ દીસે ઉપાય.
પ્ર—કેવા કેવા સુધારા સખી કહો કરશો ?
ઉ—શ્રીસુધારાસમાજ અમે સ્થાપીશું.
જેથી ગુર્જરી ભૂમિનું કષ્ટ કાપીશું.

જ્ઞાનસૂર્ય પ્રકાશી રહે પૂર રે સાહેલી,
જેથી સંસાર સુધરે જરૂર રે સાહેલી. ભણી.
નદીઓ તણું જેવાં પૂર છે રે લોલ,
જુવાની તેવી આ જરૂર છે રે લોલ.
ધર્મ નીજ નીજ ઉર ધારીએ રે લોલ,
સુધરીને દેશને સુધારીએ રે લોલ.

પ્ર૦—પુરુષોથી શું થાય નહીં સુધારો ?

ઉ૦—એક હાથે જુઓ ન પડે તાળી,
રથ ચાલે ન ચક્રે એક રે સાહેલી;
જોઈ સર્વે પ્રજાનો વિવેક રે સાહેલી,
શીખે વ્યક્તિ પ્રજાની એકે એક સાહેલી.
રહે જેથી ગુજરાત તણા ટેક રે સાહેલી. ભણી.

---

## સીતા સ્વયંવર.

૧૯

રાગ. " રઘુનાથજીની ઘોડલી. "

જનકપુરી દીપી રહી ને, લીલા અપરંપાર,
વૈમાન હાથી રથ પાલખી રે,
ભારે ભારે મળ્યા સહુ ભૂપ
જનકરાયને માંડવે.

ઉત્સવ આજે નગરમાંહી, દીપોત્સવી સમ થાય,
ટોળે ટોળાં નરનારીઓ રે મળી મંડપ જોવા જાય,
જનકરાયને માંડવે.

મંડપ લચતો મોતીડે ને, દીપક ઝાકઝમાળ,
સીતાજી ચોરીમાં પધરાવીયાંરે સાથે દીપે જ્યાં દશરથ કુમાર.
જનકરાયને માંડવે.

પાય પ્રક્ષાલન ત્યાં કર્યાં રઘુવીરનાં જનકરાજન,
માતપિતાએ પ્રીતે પછી રે, દીધાં સીતાજીનાં કન્યાદાન.
જનકરાયને માંડવે.

મંત્ર ભણે ભૂદેવ જ્યાં, વેદ રીતિ અનુસાર,
અગ્નિ સમક્ષ રહી અને રે, ત્યાં તો વચન પરસ્પર થાય.
જનકરાયને માંડવે.

રામચંદ્રજી કહે આજથી "થયાં છો મુજ અર્ધાંગ,
ક્ષત્રીને એકજ સૃષ્ટિમાં રે; બાણ વચન અને સ્ત્રીજાણ."
જનકરાયને માંડવે.

સીતાજી પ્રત્યુત્તરમાં વદે, છો મુકુટ મમ સહુ જાણ,
તમથી અધિક સૃષ્ટિ મહીંરે, નથી દેહ; નથી મમ પ્રાણ,
જનકરાયને માંડવે.

પૂર્વ તણી પ્રણાલિકા આ, આજે જો અનુસરાય;
ધર્મ ને અર્થ સૌ સાંપડે રે, ગુજરાત સકલ સુખી થાય.
સુજન સહુ સાંભળો.

ચતુર ઘડી જે લગ્નની ત્યાં આ મંગળ ગીત ગાય,
ભુજ જોડી રઘુવીરને રે, સરવે માનુની પાવન થાય.
સુજન સહુ સાંભળો.

---

## ગરબો.

### ૨૦

રૂડી રૂડી ગુજરાત, અમ ગુણીયલ માત;
સુખદાતા સાક્ષાત તને નમિયે;
મળી સર્વ નાત જાત ભિન્ન ભિન્ન ભલી ભાત;
સુખદાતા સાક્ષાત તને નમીયે.

સાખીઃ-દાંતા, દમણુ, દ્વારકાં, દોહદની વચમાંહી,
દેવળ તુજ અતિ ઓપતું, જેવું દીસે નહીં ક્યાંહિ,
કરીયે તે માંહિ યશોગાન તુજ માડી,
ભાત ભાતની ગુંથી ભલેરી ફૂલવાડી,
જીવન ગળાય તુજ માટ દાડી દાડી,
શોભે શરીરે અમ, તુજ સેવ સાડી
હિંદુ પારસી જમાત, ખ્રીસ્ત ત્યાં અભિન્ન નાત,
સુખદાતા સાક્ષાત તને નમીયે. રૂડીરૂડી....

સાખીઃ—પ્રેમ દયા દલમાં વસે નરમ દયાળુ નેણ,
નૃસિંહ ગોવરધન સમા વદી ગયા કવિ વેણુ[1]
વિધ વિધ નીતિ ગ્રંથ ગણાય ભણીયે ભાવે રે,
ગીત ગુર્જરી ગીરાનાં રચાય, ગુણીયલ ગાવે રે,
સ્ત્રી કેળવણી સુખકાર રહે પ્રસારી રે,
સુધરે સુખી થાએ સઘ તો, નરનારી રે,

---

૧. દ્વિઅર્થ છે-એક અર્થ-હે માતા ! તારા હૃદયમાં અને નેત્રમાં દયા જ ભરેલી છે એવું તારૂં ચિત્ર કવિઓએ આપેલું છે, અને બીજામાં કેટલાક નામાંકિત કવિઓનાં નામ છેઃ—પ્રેમાનંદ, દયારામ, દલપતરામ, નર્મદાશંકર, નૃસિંહ મ્હેતો તથા નૃસિંહાચાર્યશ્રી અને ગોવર્ધનરામ.

સાખીઃ--તાતા ગોકળદાસ ને ત્રીજા સર ચિનુભાઈ,
ચોથા ગુર્જર પુત્રની, ક્યારે મળે વધાઈ?
કેળવણી પ્રસારી કુચાલોને વિદારી સદ્ય સંસાર
સુધારી ધર્મ દીલ ધરીયે. રૂડી રૂડી....
ઓશાંળા સમી સંસ્થા સદા સુખકારી રે;
જનનીને ભૂમિ જન્મ સેવ હિતકારી રે,
ભલે મળે ગુજરાતને કેળવણી ભલી ભાત,
કુચાલ દૂર કર્યા વિના, નહીં ઉદય સુપ્રભાત,

સાખીઃ—સાબ્રમતી મહી નર્મદા તાપી, સહિત તરંગ,
દમણગંગા દક્ષિણે, સરવેમાં શુભ ગંગ.
તેના સમાન તુજ ચરણામૃતે અમે—(૨)
રાચી સુધારીયે સમાજ માત આ સમે—[૨]
આ સમે-આ સમે-આ સમે-આ સમે.
ફરી ફરી અવતરીયે નહીં-ધર્મે વિચરીયે સદ્ય—
તરીયે સલુણી જેથી ભવદરીયે--
રૂડી રૂડી ગુજરાત.

---

૧. મતલબ એમ છે કે-મર્હુમ મી. તાતાએ જીઓલોજીકલ સર્વે માટ, શેઠ ગોકલદાસ તેજપાળે હાયર એજ્યુકેશન વગેરે માટે, અને સરદાર સર ચીનુભાઈ બૅરોનેટ, એઓ સાહેબે ટેકનિકલ કેળવણી માટે સારી રકમો કહાડી, પરંતુ તેની એક મોટી રકમ સ્ત્રી કેળવણી માટે આપનાર વગર ગુજરાતમાં મોટી ખોટ છે.

૨૧

# નામદાર શહેનશાહ જ્યોર્જ પાંચમા તથા શહેનશાહબાનુ મેરીને દિલ્હી કોરોનેશન વખતે અભિનંદન આપવા લખાયલું ગીત.

રાગ—" સુંદીર મુખનું દિલ વપુકે નંદીશ્વરા "—ને મળતો

અથવા

" મધુરી કીરતિ સતીની જગ છવાઈ છે સખી " ને મળતો.

જય ! શહેનશાહ જ્યોર્જ ! પ્રણુમીયે અમે;
જય ! જય ! મહારાણી મેરી, હિંદ તનુ નમે;
દ્વિતીયવાર પુનિત કર્યાં (૨) આજ આ સમે !
જય !...............

× × × × × ×

ટાળક દુઃખ સકલ ઊગ્યો સૂર્ય પ્રાચિયે !
બાળક સહુ હિંદ તણાં, નીરખી રાચીયે,
પાળક અમ અમર રહો (૨) એજ યાચિયે !
જય !...............

× × × × × ×

અવની પૂર્વ, અનુપમ તમ, અખૂટ સુકૃતિ,
અવની તલની ઉત્તમ ભૂમિના થયા પતિ,
નવનીત ફૂલવાડી ફૂલ (૨) વેલી રસવતી—
.... .... .... .... ....જય...............

સાખીઃ-પ્રથમ કદી હૈડું નહીં હર્યું હિંદનું આમ,
સદી, રાજ્ય, જે હિંદને દીપાવી દીધાં તમામ.
અકથ્ય આનંદે કુદે હિંદ તનય સહુ આજ,
પહેરે પંચમ જ્યોર્જ શ્રી દિલ્હી તખ્તપર તાજ.

.... .... .... .... .... .... ....

આસપાસ જુલમ ત્રાસના સમા સહ્યા,
લૂટફાટ વસમી વાટ, દિવસ કૈં ગયા,
આજ વિરલ શાંતિ ભ્રાંતિ (૨) રહીત સહુ રહ્યા–
જય................

ઉપવન મનહરણ મહા ભારતી ભૂમિ,
શું પવન પ્રચંડ સદીથી રહ્યા ઘુમિ ! !
શાંતિ આજ હિંદ સુખદ (૨) હસ્ત લે ચૂમિ !
જય...............

× × × × × ×

ખેંચી સ્મરણ શક્તિ હિંદ ભૂત લે સ્મરી,
કળી પ્રચંડમાં શું મળ્યાં દેવ અવતરી !
દંપતિ પ્રતિ પ્રીતિથી આંખડી ઠરી,........જય

× × × × × ×

રાજ્ય કર્યું આંહીં ધર્મધ્વજ યુધિષ્ઠિરે
પુનર્જન્મ આજ લીધો હિંદના નૂરે ! !
જ્યોર્જ પાંચમા શ્રી હસ્ત (૨) હસ્તિનાપુરે !
જય શહેનશાહ જ્યોર્જ પ્રણમીએ અમે !



## બાળગીતનાં ગીતોની અનુક્રમણિકાઃ-

રત્નગ્રંથી અથવા ટુંકી વાર્તાઓ. રૂ. ૦-૮-

મુંબઈ ઇલાકાની પ્રાથમિક અને એંગ્લો વર્નાક્યુલર સ્કૂલોમાં લાઇબ્રેરીમાટે તથા નામદાર ગાયકવાડ સરકારમ ઇનામ તથા લાઇબ્રેરીમાટે મંજુર થયેલું છે. ગુજરાતન વિદ્વાનોએ તેમજ છાપાંએ ઉત્તમ અભિપ્રાયો આપેલા છે

**શ્રીગીતા અથવા વીજળી ગામડીયણ**—(ગુજરાતી પંચની બીજા વર્ષની ભેટ) એક અદ્ભુત સંસારી નવલકથ બીજી આવૃત્તિ છપાય છે. કિં. રૂ. ૧-૦-૦

**સુવર્ણકુમારી**—(ગુજરાતી પંચની ભેટ.) પૂર્વનો વર્ણાશ્ર ધર્મ પુનઃ પ્રાપ્ત પેટા જ્ઞાતિઓ એકીકરણનો એક પ્રયત્ન.

સાંજ વર્તમાન લખે છે કે × × × હાલના જ્ઞાતિ-બંધનના ત્રાસનું વિવેચન પણ ઘણું સરસ લખ્યું છે...... આવી નવલકથા હિંદુસંસારનું ગાડું આગળ ખેંચવા માટે આવશ્યક છે. રૂ. ૨-૮-૦.

**પદ્મકુમારી**—અથવા આધુનિક નાટકોનો ઉદ્દેશ શો દેખાય છે. અને શો હોવો જોઈએ. પ્રથમ ભાગ કિં. રૂ. ૦-૧૨-૦ બીજો ભાગ છપાય છે.

## કાયદાનાં પુસ્તકો.

**મુંબઈનો મામલતદારની કોર્ટનો એક્ટ.** ૧૯૦૬ નો બીજો ગુજરાતીમાં શુદ્ધ સરલ ટીકા સ

**ઇન્ડિયન પીનલકોડ** અથવા હિંદુસ્તાનનો ફોજદા કાયદો—ગુજરાતી સંપૂર્ણ ટીકા ઇંગ્લાંડ તેમજ હિંદુસ્તા તમામ કોર્ટના ફેંસલા સુધારા વધારા તથા ક્રિમિ પ્રોસિજરના પરિશિષ્ટ સાથે કિંમત રૂ. ૫-૦-૦.

મળવાનાં ઠેકાણાંઃ—

**માણેકલાલ ભાઈચંદદાસ શાહ.** બુકસેલર, શાહપુર-અમદાવાદ.

**ચતુર્ભુજ માણેકેશ્વ** મુખ્ય કારભારી-માણસા.